# ઇલ્મે રૂહાની.

મોમનને જરૂર છે કે મારૂં મન રાજી રાખે, હું તમારો રૂહાંની પીતા છું. ઇમાનની સલામતી રાખીન અમારી ખીજમત કરવી બધાં મોમનને જરૂર છે કે જમાતખાને આવવું રસમ પ્રમાણે વરતી જમાતના કાનુનોને માન આપવું.

(જંગબાર તા. ૯-૨-૧૯૨૫.)

* * *

જે માણસની દશોંદ બરાબર હશે તેનું ઇમાન કદી ફરવાનું નથી જેની દશોંદ બરાબર હશે તેનું ઇમાન અને

ફરક વધસે. દરોંદ અને ધુઆ બરાબર હોવી જોઇએ. ધુઆ પડતા ન આવડે તો પાંચ તસબી કાઢવી અગર આ બે ચીજો બરાબર નહીં હશે અને ઉપર જશે તો પણ નીચે આવસે, આ બે ચીજો મઝહબનો પાયો છે, પાયો મજબુત નહીં હશે તો ઘર મજ-બુત નહી થાય.

(જંગબાર તા. ૧૦–૨–૧૯૨૫.)

*    *    *

અગર બચ્ચાંઓને બાપ તરફથી બરાબર શિક્ષણ મળે તો તેઓના ઇમાનમાં ફરક નહી આવે.

જગબાર તા. ૧૦–૨–૧૯૨૫.)

*    *    *

કોઇને અરજી આપવા માટે મનાઇ નથી. પણ અરજી કાઉન્સીલ મારફત

મળવી જોઇએ. જે કાઉન્સીલ કામ નહી કરે તેને રાખવી પણ વ્યર્થ છે. હરેક મોમનને અરજી આપવાનો અધિકાર છે.

(જગબાર તા. ૧૧–૨–૧૯૨૫.)

*   *   *

જે કોઇ માણસ મીશનરી થવા ઇચ્છે તો તેને કહેવું કે ૨ થી ૩ વર્ષ મુંબઇમાં રિક્રીએશન કલબમાં મીશનરી તરીકે કામ કરે પછીજ તેને મીશનરી બનાવવો.

(જંગબાર તા. ૧૧–૨–૧૯૨૫)

*   *   *

મેમ્બરો કલબની ફી નથી ભરતા એ ઘણી દીલગીરીની વાત છે. કોઇની પાસેથી પણ જબરદસ્તીથી ફાલો નહી લેતા, જબરદસ્તીથી ફાલો લેવાથી

બન્નેમાંથી કોઇ પણ પક્ષને ફાયદો નથી.

(જંગબાર તા. ૧૧–૨–૧૯૨૫.)

*　　*　　*

જો એક શખ્સ કાઉન્સીલનો મેમ્બર હોય અને રીટાયર થાય તો જમાતે તેનું માન જાળવવું જોઇએ અને મેમ્બરે હંમેશા ખીલાત પહેરવી. એવાઓ કાઉનસીલના મેમ્બર તરીકે પછી નથી રહેતા પણ ખીલાત પહેરી શકે છે, તે યુનીફોર્મ ચાંદ જેવું છે, જે આખી જીંદગી પહેરી શકાય.

(જંગબાર તા. ૧૧–૨–૧૯૨૫.)

×　　×　　×

જો વેપારમાં તકલીફ નહીં હયો તો ફાયદો નથી. બધાઓ કહે છે કે ખુદા છે, ખુદા છે. પણ ખુદા કાંઇ

ઉપરથી ફેંકવાનો નથી. તમને હાથ છે, આંખ છે, મહેનત કરશો તો ફાયદો થશે.

(જંગબાર તા. ૧૧-૨-૧૯૨૫.)

× × ×

કોઇ પણ ઓફીસર આવે તેની ફરજ છે કે મગરૂરી નહી રાખે, જ્યારે હું તેઓને ફરજંદ કહું છું ત્યારે તેઓ અને બાપ સમજે, તેથી બન્ને સગા ભાઇઓ થાય. કંઇભી થાય તો પણ જમાતની ખીજમત કરવી, કેશોનો નીવેડો જલ્દી લાવવો, એવો ઇન્સાફ થવો જોઇએ કે સીવીલ કેસ પણ કોર્ટમાં નહી જવા જોઇએ, ફકત ઓરત મરદના કેસો નહી પણ બધા કેસોનો નીવેડો થવો જોઇએ. એવો ઇન્સાફ થાય. અને જમાતનો ભરોસો

રહે. કાઉન્સીલના મેમ્બરોએ ઓરત મરદના કેસમાં ભંગાણ પાડવાની કોશીશ નહી કરવી, પણ સલાહ કરાવવા માટે યત્ન કરવો......આપણો મઝહબ ઇસ્લામ છે, જો મહોબત નહીંજ હોય તો તરત ફેંસલો કરી આપવો. જવાન વીધવા ઘરમાં રાખવી એ ઘણું ખરાબ કામ છે, ઇસ્લામનો રસમ છે કે ૬-૭ માસ પુગા થાય કે તરત લગન કરી આપવા, કે જેથી ઓલાદ થાય.

ઇન્શા અલ્લાહ ઇસ્માઇલીયોએ પોતાની સ્ત્રી શિવાય બીજા કોઇ ઉપર ખરાબ ખ્યાલ રાખવો નહી જો-એ. નજર અને ખ્યાલ ખરાબ નહી જોઇએ આ તમારી આદત નહી સુધરસે તો હું બાઇઓને બુરખો રાખવા કહીશ,

તો તેઓ જમાતખાને પણ નહી આવે તેથી બાઇઓનો મીજાજ ખરાબ થશે, અક્કલ ટુંકી થશે વીગેરે રીતનું દરેક નુકસાન થશે. જો હું એવી વાતો સાંભળીશ તો બાઇઓને બુરખો રાખવા હુકમ કરીશ. જ્યારે અરબોની નજર પાક રહી નહી ત્યારે પયગમ્બરે બુરખાનો હુકમ આપ્યો. મઝહબમાં ત્રણ ચીજો જરૂરી છે. એક તો લગન જલ્દી કરી આપવા, બીજું મીઠાસથી રહે અને ઔલાદ વધે. ત્રીજું જો એખલાશ ન થાય તો તુરત છુટા છેડા કરી આપવા જેથી બન્નેનો રસ્તો સાફ થાય.

(જંગબાર તા. ૧૧-૨-૧૯૨૫.)

× × ×

જે માણસ મોમન છે. તેને ઇમાન છે, ઇમાન છે તેને ઇશ્ક છે, જેને ઇશ્ક નથી તેને મોઢું દેખાડવું પણ ફાયદા-કારક નથી.

(જંગબાર તા. ૧ –૨–૧૯૨૫.)

× × ×

જેટલું બની શકે તેટલી જમાતને સારી વાયઝ કરો, સારો રસ્તો દેખાડો ઇમામની શનાખત આપો, રસ્તો દેખા-ડવા અગાઉ પોતાને પણ પાક થવું જોઇએ. બીજા મીશનરીઓ સાથે બેહેશ કરો, ટેનીસ રમનાર બીજા સાથે રમસે ત્યારે હુશયાર થશે, તેમજ મીશનરીઓએ પણ એક બીજા સાથે ડીબેટ કરવી. મીશનરીએ દુન્યા-નો ત્યાગ કર્યો છે.

(જંગબાર તા. ૧૨–૨–૧૯૨૫.)

× × ×

છોકરાઓને કસરતની ઘણી જરૂર છે, ખાસ કરીને તમારા શાહેરમાં કસરત કરો, કુસ્તી રમો, કંઇ પણ રમતગમત દોડા દોડી કરવી જરૂર છે.

(જંગબાર તા. ૧૩—૨—૧૯૨૫.)

× × ×

જો એક વોલન્ટીઅર ડ્યુટી ઉપર રેગ્યુલર ન હોય અને સરખી રીતે ચાલતો ન હોય તો તેણે ડ્રેસ પહેરવું પણ નકામું છે.

(જંગબાર તા. ૧૩—૨—૧૯૨૫.)

× × ×

જમાતને વાજીબ છે કે મારી ખીજમત કરે. મોમન માણસ સવારમાં ઉઠીને કહે કે મારૂં ઇમાન સાફ છે, મારૂ દીલ સાફ છે.

(જંગબાર તા. ૧૪—૨—૧૯૨૫)

* * *

મોમનનો રૂંહ સીધો દરીયામાં જ
છે, તે કાંઇ નદીમાં અહીં તહીં જનો ન

(જંગબાર તા. ૧૫–૨–૧૯ર

*  *  *

જ્યારે કોઇ જવાન છોકરાને વાર
મલે ત્યારે તેની ફરજ છે કે તેણે પોતા
વેપાર શરૂ કરવા પહેલા કોઇ સ
વેપારી પેઢી ઉપર ત્રણ વર્ષ ર
નોકરી કરવી.

(જંગબાર તા. ૧૬–૨–૧૯:

*  *  *

જમાતના લીડરોને વાજબ છે
જમાતને ધંધે લગાડવા મહેનત .

(જંગબાર તા. ૧૭–૨–૧૯

*  *  *

હમણા જોસો તો ઇસમાઇ
વોરા, મેમણ, વીગેરેમાં જુઓ
ત્રણ પેઢીઓમાં પૈસો સરખો ટ

 

નથી. યુરોપીયનોમાં ૩૦૦–૪૦૦–૫૦૦ વર્ષો સુધી પૈસો ટકે છે, કારણ કે તેઓ શેઠાઈમાં રહેતા નથી.

(જંગબાર તા. ૧૭–૨–૧૯૨૫)

*　　　*　　　*

બયતુલખ્યાલમાં જવું ઘણું જરૂરી છે, બયતુલખ્યાલમાં દાખલ થાઓ છો, અને નહી જાવ તો શું ફાયદો? ડાક્ટર પાસેથી દવા લીધો અને નહી પીયો તો શું ફાયદો? અગર બહાર રહેતા હો અને તે મુશકેલી હોય તો જુદી વાત છે.

(જંગબાર તા. ૧૭–૨ -૧૯૨૫)

*　　　*　　　*

(બાગામોયા જમાતને) દુન્યાની રીત છેકે હમેશા એક જન્મે છે ફરી તે મરે છે, ઉંચે ચડે છે તે પાછો પડે

છે, એક ગામ આબાદ થાય છે પાછો તે વેરાન થાય છે. આગળ થાણા એક મોટું શહેર હતું, તે વેળા મુંબઇ કાંઇપણ નહોતું, હમણાં મુંબઇ મોટું થયું છે, થાણા તુટયુ છે આગળ જર્મનીની શું તાકાત હતી! હમણાં પડી ભાગ્યું છે. બાગામોયાને તકલીફ પડી તે હું જાણું છું......તમારૂં ઇમાન મજબુત અને સાફ છે. તમને ઇશ્ક છે તમો મારા રૂંહાની બચ્ચાં છો...એકને તાપ આવે તો તેની દવા કવીનાઇન છે. એક મુલક બગડે ત્યારે તેની દવા છેકે તે મુલક બદલવો.

(જંગબાર તા. ૧૭-૨-૧૯૨૫)

* * *

તમો મીશનરી છો, તમારી જાન-માલ અમને અર્પણ કરી છે મીશન-

રીની માયના એછે કે તેણે માલ અને જાન અર્પણ કરવી...પાંચે આંગળીઓ સરખા નથી, સરખાં હુતે તો સારૂં નહી હુતે, બીમારી નહી હતે તો સલામતીનો ફાયદાબી નહી હુતે, સલામતીનો ફાયદો ત્યારેજ જણાય કે જયારે એક દીવસ બીમાર રહે.

(જંગબાર તા. ૧૮-૨-૧૯૨૫.

*  *  *

સારી પાર્ટીઓમાં, રીતનો હોય તો તેનો સમાધાનીથી જલદીથી નીવેડો થવો જોઇએ, નહી તો જમાતમાં રીતનો થાય છે. જો ધણી બાઇડીમાં નહી બને તો તેને જુદા પાડો, વીધવા સાથે લગ્ન કરવામાં સારૂ છે, પયગમ્બરે ખુદ નવ વીધવાઓ સાથે લગ્ન કર્યા હુતા.

(જંગબાર તા. ૧૮-૨-૧૯૨૫)

*  *  *

જવાન લોકો છો તો કીયારે કીયારે મઝહબી કીતાબો પડો, ફરમાન પડો તો રોશ થઇ થશે. દીવસના ધંધો કરો પણ રાતના કીતાબો પડો.

(જંગબાર તા. ૧૮-૨-૧૯૨૫)

* * *

ઘણું જરૂરનું છે કે છોકરીઓને શિક્ષણ આપવામાં આવે આ ફરમાન જમાતખાનામાં વંચાવજો છોકરાઓથી પણ છોકરીઓને શિક્ષણ આપવાની વધુ જરૂર છે, છોકરાની કમાઇની લાલચથી તેનો બાપ તેને કોઇબી સ્કુલમાં મોકલસે પણ છોકરી માટે બાપની આંખોમાં કશી પણ લાલચ નથી, તેથી અમો તમારા રૂહાની પીતા હોવાથી છોકરીઓ માટેની કેળવણી વીષે ફરમાન કરવા, એવી અમારા માથે ફરજ છે.

અમો હમેશાં છોકરીઓને કેળવણી આપવાની ભલામણનો ફરમાન કરીએ છીએ તેનું કારણ કે તેના માવિત્રો શીખાવે...જેટલું પણ ઈલ્મ દુન્યામાં છે તેટલું બધું છોકરીઓને શીખવવા માટે ખુલ્લું રહેવું જોઇએ આ ફરમાન ૩-૪ વખત જમાતખાનામાં સાંજે વંચાવજો, કે જેથી બધાં ઓ સાભળે ત્રણ વાતો છે. એક-છોકરીને એવી કેળવણી આપવી કે પોતાનું ગુજરાન પોતે ચલાવી શકે, છોકરીઓ અને છોકરાઓ માટેની સ્કુલ એવી હોવી જોઇએ કે ગવર્નમેન્ટ ગ્રાન્ટ મળે જો ગવર્નમેન્ટ ગ્રાન્ટ નહી મલે તો તેની મતલબ એછે કે તે સ્કુલ સારી નથી. તો અમો પણ ગ્રાન્ટ નહી આપીયે જો સ્કુલ સારી

ન હોય તો રાખવાથી શો ફાયદો? તેવી ખરાબ સ્કુલ બંધ થવીજ જોઇએ. પંજેભાઇ, વોલન્ટયરો, વીગેરેએ એક કાયદો બનાવવો કે ઓછામાં ઓછા તેર વર્ષ સુધી છોકરીઓને ભણાવવી, આ કાયદો જમાતનો નહી પણ ખુશીનો હોવો જોઇએ છોકરી મોટી થાય તેને ઉત્સાહ હોય તો વધુ શીખવો જો ઉત્સાહ ન હોય તો કાંઇ નહી. જો તેર વર્ષ સુધી નહી શીખવો તો શું શીખસે? (છોકરીઓને) જો તમારા પીતા તમને ભણવા ન આપે તો તમે તેમને કહો કે એ ઠીક નહી અમને ભણવું છે.

ભરત કામની મતલબ એ છે કે પોતાની રોજી કાઢવી, ખુદા ના ખાસ્તા તમારા માવિત્રો લવંગનો સટો કરે

અને પૈસો ગુમાવે તો તમારી રોજી તમો મેળવો; એરીથમેટીકની ઘણી જરૂર છે.

એવી ભાષાઓ શીખો કે જેથી તમારી દુન્યવી ઉન્નતી માટે ઉપયોગી થાય, દીની બાબતો માટે બધી ભાષાઓ કામ લાગે છે. તે દીલની વાત છે.

(જંગબાર તા. ૧૯–૨–૧૯૨૫)

* * *

મોમન માણસને રોવું નહિ જોઇએ, બહુજ ખુશ રહેવું જોઈએ.

(જંગબાર તા, ૧૯–૨–૧૯૨૫)

છોકરાના માવિત્રો ઉપર ફરજ છે કે છોકરાઓને નાઇટ સ્કુલમાં મોકલે કારણ દુન્યવી તાલીમ તેઓ મેળવે છે, પણ ધાર્મિક શિક્ષણ નાઇટ

સ્કુલમાં મળે છે. જે શીખવાની ઘણી જરૂર છે.

(જંગબાર તા. ૧૯–૨–૧૯૨૫)

*   *   *

મીશનરીઓ અને ધાર્મિક સ્કુલના માસ્તરો ઉપર ફરજ છે કે ગીનાન કુરનજ ફક્ત શીખવવાની જરૂર નથી પણ તેની રૂહાની મતલબ પણ શીખવવી, આપણો મઝહબ રૂહાનીયતનો તખ્ત છે એવો પણ કાયદો રાખો કે મીશનરીઓ જેટલા પણ છે અથવા આવે તેઓ એકેક ધાર્મિક વિષય ઉપર ભાષણ આપે.

(જંગબાર તા. ૧૯–૨–૧૯૨૫)

*   *   *

એવો ખ્યાલ નહી કરતાં કે તમોને હું એક મીનીટ પણ ભુલું છું

રાત દીવસ તમારા માટે દુઆ કરૂં છું ખાસ કરીને તમો જમાત માટે, કારણ કે જાહેરીમાં તેમા થોડાક દુરંછો પણ બાતુનમા ઘણા નજીક છો. બાતુનમાં અમારા બહેનના બાલથી પણ વધુ નજીક છો.

(જગબાર તા. ૨૦–૨–૧૯૨૫)

* * *

મોમન માણસ એવું કામ ન કરે કે શરાબ પીએ. તે તો નહીજ પીએ. પણ તે ઝેર હોવાથી તેનાથી દુરંજ રહે, તેનાથી દુન્યા અને આખરતમાં નુકસાન થય છે.

(જંગબાર તા. ૨૦–૨–૧૯૨૫)

* * *

તમારે સમજવું જોઇએ કે બે માણસો કાઉન્સીલ પાસે જશે તેમાંથી એક જરૂર નારાજ થશે. "જુલમ

થયો" એવી મતલબની તે બુમો મારે પણ જે જીતમે તે પણ જ્યારે હારશે ત્યારે જુલમની બુમો મારશે એ રીત ખરાબ છે, ઇસમાઇલીઓને ફક્ત બદનામ કરવા માટે આ રીત છે તેથી ફાયદો નથી તમે હીમત કરો વીચારો કે કાઉન્સીલ પોતાના ઇમાનથી કામ કરે છે, ભુલ ચુકતો ઇન્સાનથી થશે. કાઉન્સીલ ઉપર વાજીબ છે કે પોતાના ઇમાનથી અને ખુદાને હાઝર નાઝર સમજીને ઇન્સાફ કરવો અને જલ્દી ચુકાદાઓ જરૂર આપવા. માણસોને ધડીઘડી દોડાવવું અને ના ઉમેદ કરવું એ સારી વાત નથી.

(જંઝબાર તા. ૨૦-૨-૧૯૨૫)



૧ અમો હાલમાં બહારનું દરેક જ
છાપવાનું જેવું કે—બીલબુકો, હુંડી
લગ્નની કંકોત્રીઓ, આમંત્રણ પત્રીક
વીઝીટીંગ કાર્ડ, એનવેલપ, લેટર ને
નોટ પેપર, વિગેરે ઉપર મનમા
જોબીંગ વર્ક નિયમીત અને કીફ્રાયત
કરી આપીએ છીએ. ઉપરાંત બાઈન્ડ
કામ પણ સુંદર અને ટકાઉ કરી આ
છીએ એક વખત ઓર્ડર આપી ખાત્રી

૨ અમો ગુજરાતી તથા સીંધી ભા
આપણા ધાર્મીક પુસ્તકો વેચીએ
તેમજ નવાં છાપી આપીશું.

૩ રૂ. ૧ ની કીંમતની અંદર
ઓરડર વી. પી. થી મોકલવામાં આવ
નહીં, માટે મનીઓર્ડર અથવા બીજી ર
નાણા મોકલવા.

૪ વી. પી. મંગાવનારાઓએ પ્રત
ઓરડરની સાથે સેંકડે ૫ ટકા એડવા
તરીકે મોકલવા.

લી૦ હુસેન શરી
ઑ. સેક્રેટરી ઈનચાર્જ
પ્રેસ ડીપાર્ટમેન્ટ